માબાપ અને શિક્ષક મંડળની પત્રિકા નં. ૫

# બાળરક્ષણ અને બાળશિક્ષણ

સંબંધી

# સૂચનાઓ.



[illegible] ન. દોશી

# માબાપ અને શિક્ષક મંડળની પત્રિકાઓ.

આ મડળ જે ૧૯૧૫ ના ડીસેમ્બરમા સ્થપાયુ હતુ તેની તરફથી અત્યાર સુધીમા દશ પત્રિકાઓ અંગ્રેજી ભાષામા બ્હાર પડી છે તેમના ગુજરાતી નામ નીચે આપવામા આવ્યા છે જ્યારે મનુષ્યો એમ સમજશે કે **બાળક એ બાળશરીર નહિ, પણ આત્મા છે, અને શરીર તે તો તેનુ સાધન છે,** ત્યારે તેઓનુ બાળકો પ્રત્યેનુ વર્તન જરૂર પ્રેમપૂર્ણ થશે

## પત્રિકાઓ નીચે પ્રમાણે છે

(૧) બાળક
(૨) શિક્ષા વગર વ્યવસ્થા
(૩) બાળકો પ્રત્યે ઘાતકીપણાનો અન્કાર
(૪) માબાપનુ કર્તવ્ય
(૫) બાળરક્ષણ અને બાળશિક્ષણ
(૬) યુવકોને જાતિ વિષય જ્ઞાનનો બોધ
(૭) હિદમાટે શિક્ષણના આદર્શો
(૮) ગૃહઅસર અથવા પ્રેમદ્વારા વ્યવસ્થા
(૯) બાળકની શારીરિક ખોડ
(૧૦) વિદ્યાર્થીની સવામા

આ છાપવામા આવેલી પાચમી પત્રિકા સિવાય ૧ લી, ૨ જી, ૪ થી અને ૮ મી પત્રિકાઓના ગુજરાતી ભાષાતર તૈયાર છે બાકી રહેલી પત્રિકાઓના ભાષાતર કરવા માટે કેટલાક મિત્રોએ માથે લીધેલુ છે આશા છે કે પ્રભુકૃપા તો આવતા વર્ષની આખર સુધીમા આ દશ પત્રિકાઓ ગુજરાતીમા છપાઇ જશે

રતનપોળ—અમદાવાદ. }
તા ૨-૯-૨૩ }

મણિલાલ ન દોશી

માબાપ અને શિક્ષક મંડળની પત્રિકા નં ૫

# બાળરક્ષણ અને બાળશિક્ષણ

સંબંધી

# સૂચનાઓ.

(Hints on the care and Training of Children)

" જે સઘળુ પવિત્ર છે, તેના નામથી હુ તમને કહુ છુ કે ભવિષ્યના પ્રજાજનો તમારા હાથમા મૂકાયેલા છે આ તમને સોપવામા આવેલા બાળકો પ્રત્યે તેમજ મનુષ્ય જાતિ પ્રત્યે તમે કોઇપણ સુજ્ઞ મનુષ્ય સમજી શકે તેવી ભારમા ભારે જોખમદારી પ્રભુની સમક્ષ માથે લીધી છે

—મેઝીની

અનુવાદક તથા પ્રકાશક,

મણિલાલ નથુભાઇ દોશી. બી એ.

રતનપોળ—અમદાવાદ.

સન ૧૯૨૩ આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

અમદાવાદ—ધી " ડાયમંડ જ્યુબિલી " પ્રીન્ટીંગ પ્રેસમા
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યુ

મૂલ્ય બે આના.

# માબાપ અને શિક્ષક મંડળ.

( ૧૯૧૫ ના ડીસેમ્બરની ૨૮ મી તારીખે સ્થાપવામા આવેલુ )

## હેતુઓ

૧ ગૃહમાથી તેમજ શાળામાથી શારીરિક શિક્ષા બધ કરાવવી

૨ બાળકોના શિક્ષણને લગતા શિક્ષણશાસ્ત્રના સૌથી છેવટના વિચારોનુ જ્ઞાન માબાપો તથા શિક્ષકોમા ફેલાવવુ

## ઓદ્ધેદારો.

પ્રમુખ—દિવાન બહાદુર ટી સદાશિવ આયર. મદ્રાસની હાઇકોર્ટના રિટાર્યડ જજ

ઉપપ્રમુખો—મી સી જીનરાજદાસ એમ એ મી જી એસ. એરન્ડેલ એમ એ એલ એલ બી. મીસ. કે. બ્રાઉનીંગ એમ એ મી એફ એલ વુડવર્ડ એમ એ મી ટી. આર. પંડ્યા એમ એ પી એચ ડી

સેક્રેટરી—આર કે કુલકર્ણી એમ એ એલ એલ. બી પ્રોફેસર ઓફ હીસ્ટરી—વીક્ટોરીયા કોલેજ-ગ્વાલીયર

આ મડળમા સર્વ કોઈ સભાસદ થઇ શકે ફક્ત માબાપ અને શિક્ષકોજ સભાસદ થઇ શકે, એવી મર્યાદા નથી પણ એટલુ તો માની લેવાનુ કે જે આ મડળમા સભાસદ થાય છે, તેની આ મડળના બે હેતુઓ પ્રત્યે સહાનુભૂતિ છે, અને તે ગૃહમા તેમજ શાળામા બાળકોને શારીરિક શિક્ષા કરવાનુ બધ કરશે

આ મડળ વાસ્તે ફી કે લવાજમ નથી પણ આ મડળના ઉદ્દેશો પાર પાડવાને પ્રકટ કરવામા આવતી પત્રિકાઓના ખર્ચ માટે જો કોઇપણ ભેટ તેના સેક્રેટરી મી કુલકર્ણીને મોકલવામા આવશે તો તે આભારપૂર્વક સ્વીકારી તેનો સદુપયોગ કરવામા આવશે

વિશેષ હકીકત માટે પ્રો આર કે. કુલકર્ણી વીક્ટોરીઆ કોલેજ ગ્વાલીઅર અથવા મી મણિલાલ ન દોશી રતનપોળ અમદાવાદ—એ શરનામે પત્રવ્યવહાર કરવો.

# બાળરક્ષણ અને બાળશિક્ષણ

સબંધી

# સૂચનાઓ.



( એક સમર્થ રાજકારભારીના અનુભવથી લખાયેલા—પણ હાલમા નહિ મળી આવતા પુસ્તકને આધારે-થોડા ઘણા સુધારા સાથે. )

## બાળકને ઉછેરવામા મુખ્ય હેતુઓ.

૧ જેથી શરીરને નુકશાન પહોચે, અથવા તો જી'દગી કે શરીરનો કોઇ ભાગ ભયમા આવી પડે તેવા અકસ્માતોથી તેમને દૂર રાખવા.

૨ બાળક તદુરસ્ત રહે તેવી કાળજી રાખવી

૩ બાળકની નિરીક્ષણ શક્તિ ધીમે ધીમે વધારતા જવી

૪ તેની આસપાસની વસ્તુઓ સબંધીના તેના જ્ઞાનમા વૃદ્ધિકરવી.

૫. પિતા, માતા અને ગુરૂની આજ્ઞાને માન આપતા શીખવવુ

૬. તેને સારી રીતભાત, સચ્ચારિત્ર અને સદ્વર્તન શીખવવુ .

૭. ટુકમા બાળકને એવી રીતે કેળવવુ કે પુખ્ત ઉમરનો થતા સસારમા નભી શકે, અને તેની જીવનયાત્રા શાતિથી અને વિજયી રીતે કરી શકે

નોધમા રાખવા લાયક મુદ્દાઓ

૧ બાળકો બીજાને હેરાન કરતા હોય તે સિવાય તેમને રોકવા નહિ

૨ તેમનામા સુદર ચિત્રો, સગીત અને સૃષ્ટિસૌદર્ય સારૂ રુચિ ઉત્પન્ન કરો

**ખોરાક**—જે મનુષ્યના શરીરની વૃદ્ધિ થઇ ચૂકી છે, તેના કરતા બાળકને વધારે પોષક તત્વોની જરૂર છે, એમ વિજ્ઞાનશાસ્ત્ર જણાવે છે કેવળ ભાતથી ચાલી શકે નહિ વધારે પોષક તત્વોવાળા પદાર્થો જેવા કે ઘઉ, બાજરી, જુવાર તેના હમેશના ખોરાકમા હોવા જોઇએ તેની સાથે દાલ, દુધ અને દહીં પણ આપવા જોઇએ

**કસરત**—આ બાબતમા કેટલાક નિયમો બહુ ઉપયોગી છે (૧) બાળકની તદુરસ્તી વાસ્તે કસરત આવશ્યક છે (૨) તે જેમ સ્વાભાવિક હોય, તેમ વધારે સારૂ (૩) તે જેમ વધારે ખુશકારક હોય તેમ વધારે સારૂ (૪) તે જેમ વધારે કુદરતી હોય તેમ વધારે સારૂ

આ ઉપરથી એ ફલિત થાય છે કે અમુક સાધનો સાથેની કેવળ કસરત એટલી બધી આવકારદાયક લેખી શકાય નહિ કસરત ઘરના અદરના ભાગમા નહિ પણ ખુલ્લી હવામા થવી જોઇએ દરિયાની હવા અથવા ગામ બહારની હવા જેવી ખુલ્લી હોય છે, તેવી હવાવાળી જગ્યામા કસરત કરવી જોઇએ તદ્દન થાકી જવાય તેટલી કસરત કરવી નહિ તેમજ કસરત કસરત કર્યા પછી તરતજ બાળકે સ્નાન કરવુ નહિ કે ભોજન લેવુ નહિ

જેટલી કસરતની છોકરાઓને જરૂર છે, તેટલી અથવા તેથી પણ અધિક છોકરીઓને જરૂર છે આપણા હિદુ સમાજમા આ બાબત પર લક્ષ આપવામા આવતું નથી જે બાળાઓએ બાલ્યાવસ્થામા કસરતનો લાભ મેળવ્યો હોય છે, તેઓ તદુરસ્ત અને મજબૂત હોય છે, એટલુજ નહિ પણ તેઓની પ્રસૂતિ સહેલાઇથી પસાર

થાય છે તેથી ઉલટુ જે બાળાઓને બીલકુલ નહિ અથવા નહિ જેવી કસરત મળી હોય છે, તે નિર્બળ અને નાજુક બાધાની બને છે, અને ઘણીવાર પ્રસૂતિ સમયે મરણ પામે છે, અથવા તો પ્રસૂતિ પછી તદ્દન નિ સત્ત્વ બની જાય છે.

બાળકોનું સ્વાભાવિક વળણ કોઇ પણ જાતની ગમત આપનારી રમત તરફ હોય છે તેઓની તદુરસ્તી અને શરીરના વિકાસ વાસ્તે કુદરતે તેમનામા આ સ્વાભાવિક વળણ મૂકેલુ છે આ સ્વાભાવિક વળણ દાબી દેવુ એ મોટી મૂર્ખતા છે, તેથી ઉલટુ તેને પુર્ણુ અવકાશ આપવાની ખાસ જરૂર છે આપણા હિંદમા બાળકોના શરીરોને કેળવે એવી ઘણી રમતો× છે તેને ઢગધડા વિનાની અથવા તો જૂની ગણીને કાઢી નાખવા જેવી નથી તે રમતોમા મોટો હેતુ ગમ્મત સાથે શરીર કેળવવાનો હોય છે માટે તે રમતોમાથી જે યોગ્ય લાગે તે સ્વીકારવી અથવા તો પાશ્ચાત્ય દેશોમાની પણ જે રમતો આપણા શરીર તથા મનને લાભકારી હોય તે સ્વીકારવી

**સુખસાધન**—હાથપગ વગેરે અવયવો પોતાનુ કામ યથાર્થ રીતે કરી શકે તે હેતુથી કપડા જકડીને પહેરાવવા નહિ સ્વાભાવિક શારીરિક પ્રવૃત્તિને અડચણ ન આવે તેવી રીતે વસ્ત્ર પહેરાવવા જોઇએ રુધિરાભિસરણને, છાતી અથવા પેટની સ્વાભાવિક ગતિને અટકાવે તેવુ તાણીને કપડુ પહેરવુ નહિ કેટલીકવાર શરીરના ભાગ ઉપર લુગડાના નિશાન પડે છે, તેવી સખ્ત રીતે વસ્ત્ર પહેરવાની જરૂર નથી છોકરાઓની તેમજ છોકરીઓની કમ્મર ઉપર એવા નિશાન જોવામા આવે છે, કારણ કે ધોતીઉ અથવા ચણીઓ કસીને પહેરવામા

× આ સબધમા ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી મી હરિપ્રસાદ ડાહ્યાભાઈ છત્રપતિએ રચેલુ ' દેશી રમતો 'નુ પુસ્તક જોવા જેવુ છે

આવ્યો હોય છે ચોળી અથવા કાચળી પણ ઘણીવાર સખ્ત રીતે પહેરવામા આવે છે, જેનુ પરિણામ નિર્બળ છાતીરૂપે અથવા કોઇ પણ પ્રકારની બીમારીમા આવે છે

**બીછાનાના લુગડાં**—ઉપર બતાવેલી સામાન્ય સૂચનાઓ બીછાનાના લુગડાને પણ લાગુ પડે છે આ લુગડાને દિવસના સમયમા વાળીને મૂકી દેવા નહિ, પણ તેમને ખુલ્લી હવામા રાખવા કે જેથી તેમાથી પરશેવાની દુર્ગંધ દૂર જતી રહે **ઉઘ વખતે બાળકનુ મો વસ્ત્રથી ઢાકવુ એ મોટી ભૂલ** છે. કારણ કે તેથી મુખમાથી બ્હાર કાઢેલી હવાને જવાને સ્થાન મળતુ નથી બહાર કાઢેલી હવા મુખમા લેવી તે શરીરને વણુ નુકસાનકારક છે

**શરીર અને મન**—મહત્વાકાક્ષી પિતા પુત્રના મન ઉપર પ્રારભમા અતિશય ભાર મૂકીને તે મનને ઘણી ત્વરાથી ખીલવવા પ્રયત્ન કરે છે, પણ આ મોટી ભૂલ છે, કારણ કે આથી મનનો વિકાસ થાય છે, પણ શરીર દુર્બળ બનતું જાય છે

**બાળક સાથે પિતાની સહાનુભૂતિ**—પિતાએ બાળક સાથે દિનસોજીથી નિરતર વર્તવુ જોઇએ જેમા જેમા બાળકને રસ પડતો હોય તેમા પિતાએ પણ રસ લેવો જોઇએ આમ કરવાથી તે બાળકના આનદમા બમણો વધારો થશે બાળકને રસ આપતી બાબતોમા પિતાએ જાતે ભાગ લેવો જોઇએ બાળક પોતાના રમકડા તેને પસદ આવે તેવી રીતે ગોઠવે, અને પિતાને તે જોવા આવવાને આમત્રે તો પિતાએ તે બાબતની ના પાડવી નહિ, પણ આનદથી તે જોવા જવુ અને તે કામ જોઇ પોતાનો સતોષ જાહેર કરવો

બાળકની નાની અને નજીવી લાગતી અડચણોમા અને દુખ.

કારક પ્રસગોમા પિતાએ દિલસોજી ગખવી એટલુજ નહિ પણ ને પ્રગટ પણ કરવી. કેટલાક પિતાઓ પુત્ર તરફ એવી રીતે વર્તે છે કે પુત્ર તે પિતા બહાર જાય તો બહુ સારૂ એમ ઇચ્છયા કરે છે આમ થવુ જોઇતુ નથી તેમની તરફ જેવી રીતે વર્તવુ જોઇએ તેવી રીતે વર્તે તો પિતાના સહવાસથી પુત્રને આનદ થયા વિના રહેજ નહિ

**પિતાનુ દૃષ્ટાન્ત**—બાળક અનુકરણુ કરવાના સ્વભાવવાળુ છે એ વાત કદાપિ ભુલવી જોઇતી નથી. જો પિતાનુ જીવન ઉચ્ચ પ્રકારનું હશે તો પિતાએ આપેલી શીખામણ કરતા તેનુ જીવતું દૃષ્ટાન્ત બાળકને વધારે અસરકારક થશે.

જો બાપ અસભ્ય હશે તો બાળક પણ થોડા સમયમા અસભ્ય થતા શીખશે સ્થિતિ આમ હોવાથી જે ગુણો બાળકમા ઉતરે એમ પિતા ઇચ્છતો હોય તેવા ગુણો બાળકની સમીપમા બીજા સાથેના સબધમા તેણે બતાવવા જોઇએ સામાન્ય રીતે કુટુમના બધા માણસોએ આ નિયમ પ્રમાણે ચાલવુ જોઇએ

આ ઉપરથી એવુ ધ્વનિત થાય છે કે બાળકને અસત્સગતિથી દૂર રાખવુ.

જેમ ખોરાક પથ્ય તેમ વધારે સહેલાઇથી તે પચી શરીરમા એક ભાગ રૂપ બની જાય છે, તેવી રીતે જેમ જ્ઞાન વધારે પથ્ય તેમ મન તેને ત્વરાથી ઝીલી શકે છે. આ ઉપયોગી અને સર્વ માન્ય સિદ્ધાતોને યથાર્થ સમજી તદનુસાર વર્તન રાખવુ

બાળકનો ખોરાક કેમ પથ્ય અને રુચિકર બનાવવો તે હિન્દવાસીઓ સારી રીતે જાણે છે, પણ જ્ઞાન કેમ પથ્ય અને ગ્રાહ્ય બનાવવુ તે હજુ બરાબર રીતે જાણતા નથી

આ બીજી બાબતના સબધમા નીચેની સૂચનાઓ બહુ આ-
દરણીય થઈ પડશે

દરેક બાળકને સ્વાભાવિક જીજ્ઞાસા હોય છે, જેને લીધે તેની દૃષ્ટિ મર્યાદામા આવતી વસ્તુઓ વિષે જ્ઞાન મેળવવાને તે પ્રેરાય છે. તે તે વસ્તુઓ જાણવાને પોતાની ઇન્દ્રિયોનો ઉપયોગ કરે છે, અને તેનુ જ્ઞાન મળતા સતુષ્ટ થાય છે આ ક્રિયા સતત ચાલ્યાજ કરે છે, અને તે દ્વારા બાળક અનેક વસ્તુઓનુ અનુભવજ્ઞાન પ્રાપ્ત કરે છે જ્યારે બાળકને તે વસ્તુનુ જ્ઞાન મળી જાય છે, ત્યારે તે વસ્તુમા તે ઓછો રસ લેવા લાગે છે હવે કોઈ નવીન વસ્તુ સબધી જ્ઞાન મેળવવા તે ઇચ્છે છે

આ ઉપરથી એ ફલિત થાય છે કે બાળકનુ જ્ઞાન વધારવાને પિતાએ નવી નવી વસ્તુઓ બાળકના દૃષ્ટિપથમા આણવી જોઇએ. જુની વસ્તુઓ પણ નવા સ્વરૂપમા ધરવામા આવે, અથવા નવીન રીતે ગોઠવવામા આવે તો તેમા પણ બાળકની રૂચિ થાય દાખલા તરીકે વાસની લાકડીમા બાળકને રસ ના પડે, પણ ત્રણ લાકડી-ઓને એકઠી કરી તેની ત્રીપાઇ બનાવવામા આવે, અને બાળકને તેના રમકડાની પેટી તેના પર મૂકવા માટે આપવામા આવે, તો બાળક તેમા રસ લેવા લાગે છે, અને તે જાતે બીજી ત્રીપાઇઓ બનાવવા આકર્ષાય છે,

વળી રમવાના પાના વારવાર જોવાથી બાળક તેમા રસ ન પણ લે, પણ જો તે પાનાનુ ઘર બનાવવામા આવે તો બાળક તે જોઇ પ્રસન્ન થશે, અને જાતે તેવુ ઘર બાધવા માડશે વળી એક ધાતુનો તાર જોવાથી બાળકને કાઇ આશ્ચર્ય લાગશે નહિ, પણ તેને લાકડાના કકડા પર બે છેડે બાધીને બરાબર જોચો અને

તેમાથી અવાજ કાઢો, એટલે તરતજ બાળક તેમા રસ લેવા માડશે. આવા અનેક દાખલાઓ શોધી કઢાય અને તેનો ઉપયોગ પણ કરી શકાય

**બાળકનો સ્વભાવ ખુશમીજાજી બનાવો**—જીવનના સઘળા પગથિયા પર ખુશ મીજાજ એ સુખને વાસ્તે આવશ્યક છે માટે બાળપણથી તેમને તે કેળવતા શીખવો નિરતર બાળક તરફ પ્રસન્ન વદન રાખો, અને તમે જાતે આનંદી બનો બાળક તરફ હેતથી બોલો કટાણુ મ્હો રાખીને કદાપિ બોલતા નહિ બાળકને ખુશમીજાજમા રાખવા પ્રયત્ન કરો, નજીવી બાબતોમા તેના સુખની આડે આવતા નહિ. આ બાબતની અગત્ય જો યથાર્થ સમજવામા આવે તો આ કામ ઘણું સરલ થઈ જાય

**દબાણ કરતાં સમજાવટ વધારે ઉત્તમ છે**—બાળકને કેળવવામા પિતાએ ઉપરનો સિદ્ધાત સદા સ્મરણમા રાખવો

**બાળકની વિચાર કરવાની શક્તિને કેળવો**—જેમ બાળપણથી આ કામ સારી રીતે કરવામા આવશે તેમ મોટપણે તેનો વધારે લાભ જણાશે બાળકને સાદી અને સમજાય તેવી રીતે વસ્તુઓ સમજાવવાની દરકાર રાખો અમુક કામ કરવાની કે નહિ કરવાની આજ્ઞા કરતી વખતે તેના કારણ તેને સમજાવો જ્યાંરે બાળક તમારી જોડે દલીલ કરે અથવા કોઇ વાતનો ખુલાસો કરે, ત્યારે તે સાભળો અને તેની તે ટેવને પ્રોત્સાહન આપો

જ્યારે બાળકો માહોમાહે અમુક બાબતની ચર્ચા કરતા હોય ત્યારે તે બરાબર સાભળો, ઉત્તેજન આપો અને તેમા તમારી સમતિ આપી અથવા વિરોધ બતાવી તેમને નિર્ણય લાવવામા સાહાય્ય કરો આવી બાબતોમા પડતા શ્રમથી જરા પણ કટાળતા

નહિ બાળકની વિચાર કરવાની શક્તિની ખીલવણીનુ મહત્ત્વ જો તમે સમજો, અને જો આ બાબતમા તમે જરા પણ વધારે પ્રયત્ન આદરો તો આ રીતે બાળકને કેળવવાના તમને અનેક માર્ગ જડયા વિના રહેશે નહિ

**પ્રશ્ન પૂછવાની ટેવને ઉત્તેજન આપો અને તે પ્રશ્નોનો જવાબ આપો**—સ્વાભાવિક જીજ્ઞાસાથી બાળક પ્રશ્ન પૂછવા પ્રેરાય છે તેને દાબી દેતા નહિ અથવા તે વાસ્તે તેને ઠપકો દેતા નહિ પ્રશ્ન ઉપરથી ફલિત થાય છે કે તેનામા જ્ઞાન પામવાની અભિલાષા છે, અને તે એક શુભ ચિન્હ છે 'ચુપ રહે' એમ કહી બાળકને પ્રશ્ન પૂછતો અટકાવતા ના, પણ બુદ્ધિથી ગ્રાહ્ય થાય તેવી રીતે ખુશકારક મીજાજથી તે પ્રશ્નનો પ્રત્યુત્તર આપો

બાળક તમારા લખવાના મેજ પાસે આવીને અમુક બાબત શુ છે એમ પ્રશ્ન પુછે છે શબ્દોથી કહેવા કરતા બને ત્યા સુધી વસ્તુ અથવા વસ્તુનુ ચિત્ર બતાવીને તે સમજાવવા પ્રયત્ન કરો. કેવળ શબ્દોથી જે સમજાય તેના કરતા ઇન્દ્રિયોદ્વારા વસ્તુનુ વિશેષ અને સચોટ જ્ઞાન થાય છે, માટે બાળકને જે બાબતનુ જ્ઞાન આપવા તમે ઇચ્છતા હો તે બતાવવાની હમેશ કાળજી રાખો. આ કારણથી જ હાલની શાળાઓમા પદાર્થ પાઠ (object lesson) ને સ્થાન આપવામા આવ્યુ છે

**બાળકે પોતાનુ કામ જાતે કરવુ જોઇએ**—બાળકને અન્યની સાહાય્ય વિના પોતાનુ કામ બને તેટલુ જાતે કરવા દો ન્હાતી વખતે તેને જ પોતાના શરીર પર પાણી નાખવા દો, તેનેજ પોતાનું શરીર ઘસવા દો અને રૂમાલવતી લુછવા દો તેનેજ તેના વાસણો સ્વચ્છ કરવા દો, તેને જ પોતાના વસ્ત્ર પહેરવા દો, તેનેજ પોતાના

વાળ કાસકીવતી ઓળવા દો, તેને જાતેજ ખાવા દો, અને તેને જાતેજ પોતાના રમકડાની સંભાળ લેવા દો એક સ્થળેથી બીજે સ્થળે ખુરસી ખસેડવાની હોય તો તે ભલે જાતે તે ખસેડે તેને એક ચીજ લાવવી હોય તો તેને તે લાવવા દો તેને જાતેજ તેના રમકડા અમુક સ્થાનમા મૂકવા દો તેની છત્રી જાતેજ ઉચકવા દો, બાળકને માટે ચાકર છત્રી ઝાલે એ રીત ઇષ્ટ નથી

બાળકો કેટલીકવાર પોતાના માબાપનુ કેટલુક કામ કરે છે. બને ત્યા સુધી તેમને તે કરવા દો, કારણ કે તે ઉપયોગી કેળવણી છે નોકર ચાકર વિના ચલાવી લેતા બાળકને શીખવવાની ખાસ જરૂર છે બાળક ચાલતા ન શીખ્યુ હોય અથવા તો ઘણે દૂર જવાનુ હોય, તે સિવાય બાળકને કેડમા તેડીને લઇ જવાની રીત ત્યાગ કરવા લાયક છે ધનાઢ્ય બાળકોને પણ પોતાના કામ પોતાની મેળે કરતા શીખવવુ જોઇએ, અને તે કામ હલકુ છે, અથવા તેમની પદવીને અણછાજતું છે, એવા ભુલ ભરેલા વિચારો બાળપણથી તેમના મનમાથી દૂર કરાવવાની જરૂર છે

**ઘાતકી અન્યાય અને અત્યાચાર**—બાળકને સખ્ત રીતે માર મારવો અને બાળક જ્યારે રડે ત્યારે તેને મૌન ધારણ કરવાની આજ્ઞા કરવી તે કેટલુ અઘટિત લેખાય ! બાળક રડવુ બધ કરવાને અશક્ત હોવાથી રડયા કરે છે, તેનો પિતા તેની તે હઠીનાઈ સમજી ક્રોધે ભરાય છે, તેને વધારે માર મારે છે આવી બાબતો ઘણાના અનુભવમા આવી હશે અને આવતી હશે કેટલીકવાર બાળક શરીરની અવ્યવસ્થા કે આતર દુખથી રડયા કરે છે, અને તે તેના પિતાના કળ્યામા આવતુ નથી તેને પણ હઠીનાઇ અથવા દુરાગ્રહ ગણી તેને મારીને પિતા તે બાળકને શાત કરવા મથે છે.

બાળક અજાણતા પોતાના પગ પર બશેરી પાડે છે, અને દુઃખ થતા રડવા લાગે છે, બાપ જોસભેર તેના ભણી ધસે છે, અને તે બાળક તરફ તેના દુ ખમા દીલસોજી બતાવવાને બદલે તેની મૂર્ખતા માટે તેને શિક્ષા કરે છે. છોકરી રોટલી બનાવતા આગળીએ દાઝે છે ત્યારે મા પણ ઘણીવાર તે છોકરીને મારવા લાગે છે. કેટલીક વાર પિતા પોતાના પુત્રને કાઇક સમજાવવા પ્રયત્ન કરે છે, તે વસ્તુ તે બાળકની બુદ્ધિની મર્યાદા બ્હારની હોવાથી તે સમજતો નથી. પિતા તે બાળકપર ધ્યાન આપતો નથી એમ માની ઘણીવાર તેના કાન આમળે છે અથવા તો એક બે લપડાક ચડાવી દે છે આવા ઘણા પ્રસગો જીવનવ્યવહારમા જોવામા આવે છે, તે સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે

**સ્વચ્છતા અને આરોગ્ય**—આ વસ્તુઓ તો બાળકને સ્વાભાવિક રીતે ઘરની સ્વચ્છતા દ્વારા શીખવી શકાય જે ઘરમા બાળકને રહેવાનુ છે, તે જો સ્વચ્છ અને સુઘડ હોય તો બાળકને તેથીજ સ્વચ્છતા ગમશે અને અસ્વચ્છતા ઉપર સ્વાભાવિક અરુચિ થશે. બાળકને કહેવુ જોઇએ કે અસ્વચ્છતા અને ગંદવાડથી માદગી અને કેટલીકવાર મરણ પણ સભવે છે પડોશમાના એકાદ બે દૃષ્ટાતો આંપી બાળકને શીખવો કે સ્વચ્છતાથી કેવા ફાયદા થાય છે અને મલીનતાથી કેવા અનર્થો નીપજે છે અશુદ્ધ પાણીથી રોગોની ઉત્પત્તિ થાય છે, એ વાત બાળકને સમજાવવી જોઇએ શુદ્ધ અને અશુદ્ધ જળ કોને કહેવુ, તથા શુદ્ધ અને અશુદ્ધ હવા કોને કહેવી એ બાળકોને સમજાવો તદુરસ્તી વાસ્તે શુદ્ધ જળ અને શુદ્ધ હવાની કેટલી અગત્ય છે તે બાળપણથી તેમનાપર ઠસાવવાની ઘણી અગત્ય છે આ બાબતમા નાનપણથી મળેલા સસ્કારો ઘણા લાભકારી થશે

**આખની સૂચના પ્રમાણે હાથ તથા આંગળીઓની કેળવણી**—ઘણી બનાવટો અને હાથથી ચાલતા કારખાનાઓ આ બાબત પર આધાર રાખે છે હાથ તથા આગળાને કસરત મળે અને તેમની ચપળતામા વધારો થાય તેવા સઘળા કામો બાળકોને સ્વતત્રતાથી કરવા દો દાખલા તરીકે લખોટીએ રમવુ, કલમ અથવા પેન્સીલ ઘડવી, મીણના અથવા માટીના રમકડા બનાવવા, સોયથી શીવવુ, કાતરથી કાગળ કાપી આકૃતિઓ બનાવવી, ડ્રાઇગ, આંકણીથી આકવુ, લખવુ, ફળ કાપવા, શાક મોળવુ, ભિન્નભિન્ન રગની પેન્સીલ વડે ચિત્રો કાઢવા, ફુલોની માળા ગુથવી, આ વગેરે અનેક રીતિવડે મનુષ્યની આગળીઓ કેળવાય છે, અને પછી તે કામ તે વડે ત્વરાથી થઇ શકે છે

**શરીર અને મન**—આ સિદ્ધ થયેલુ સત્ય છે, કે શરીર અને મન પરસ્પર સંકળાયેલા છે. બન્ને એક સરખી રીતે ઉપયોગી છે; માટે બંને તરફ સમાન રીતે લક્ષ આપવાની જરૂર છે. જો એકલા શરીરને બહુજ ખીલવવામા આવે તો મન નબળુ પડે છે, અને જો એકલા મનને બહુજ ખીલવવામા આવે તો શરીર નબળુ પડી જાય છે. આપણને આ છેવટની બાબત મુખ્યત્વે કરીને લાગુ પડે છે આપણે મનને ખીલવવા જતા શરીરનો તદ્દન અનાદર કરીએ છીએ તંદુરસ્ત શરીર અને તદુરસ્ત મન—એ બન્નેની અતિશય આવશ્યકતા છે, અને બન્નેમા પણ પ્રથમ ધ્યાન શરીર પર આપવુ જોઇએ

ઘણુ ભણેલા પણ નિર્બળ શરીરવાળા મનુષ્ય કરતા સામાન્ય બુદ્ધિનો પણ તદુરસ્ત શરીરવાળો મનુષ્ય વધારે સુખી હોય છે.

મન તેમજ શરીરને વધવાની અમુક કુદરતી રીત હોય છે, તે

કુદરતી રીતને સાહાય્ય કરવી એ પિતાની ફરજ છે, પણ બાળકના શરીર કે મનને એકદમ હદ બ્હાર ખીલવવાનો પ્રયાસ કરવો નહિ

જો બાળકમા હદ બ્હાર શીખવાનુ વલણ જણાતું હોય તો તે વલણને ઉત્તેજન નહિ આપતા તેને તેમ કરતા અટકાવવો જોઇએ જો કોઇ બાળક ૧૫ વર્ષે મેટ્રીક્યુલેશનની પરીક્ષા સ્વાભાવિક રીતે પસાર કરી શકતો હોય તો તેના પર હદ બ્હારનો બોજો નાખી તેને ૧૩ વર્ષે તે પરીક્ષા પસાર કરવાનો આગ્રહ કરતા ના આ બાબતમા સામાન્ય નિયમ એજ સ્મરણમા રાખવા યોગ્ય છે કે બાળકના મગજ પર હદ બ્હારનો બોજા નાખતા ના, નહિ તો તે બાળક હમેશને વાસ્તે માંદુ રહેશે *

**સ્નાયુઓ અથવા મન**—આ બેમા કયા તરફ વિશેષ ધ્યાન આપવુ જોઇએ ? બાળકની ઉત્તર અવસ્થામા કયુ વિશેષ ઉપયોગી થશે તેના વિચારપૂર્વક પિતાએ પુત્રને વાસ્તે પસંદગી કરવી જોઇએ દાખલા તરીકે લોહકારને સ્નાયુઓ ઘણા ઉપયોગી નીવડશે અને સુવર્ણકારને મન વિશેષ ઉપયોગી થઈ પડશે કારકુન કરતા કૃષિકા-

---

* આ સબધમા 'સેવા માટે શિક્ષણ' એ નામના પુસ્તકમા તેના પ્રભાવશાળી લેખક એલ્કીઓની જણાવે છે કે—"શિક્ષણની સ્થિતિમા તેમજ માનસિક અને શારીરિક કેળવણી પાછળ ગાળેલા સમયની બાબતમા પણ વિવેકની જરૂર છે શરીરની સભાળ તેમજ વૃદ્ધિ તે અતિ અગત્યના છે કારણ કે તદુરસ્ત શરીર વિના સઘળુ શિક્ષણ વ્યર્થ જાય છે જો વિદ્યાર્થીની અભ્યાસ કરવાની રૂચિ હોય તો તે આખી જીંદગી પર્યન્ત શિક્ષણ લઇ શકે, પણ તદુરસ્ત શરીર બાધવાનુ કામ તો કેવળ શરીરના વિકાસના સમયમાજ થઇ શકે, માટે પ્રારભના વર્ષોમા શરીરનો વિકાસ એ મુખ્ય બાબત હોવી જોઈએ અને શરીરના વિકાસની આડે આવતો અભ્યાસ તે વખતે તો મુલત્વી રાખવો જોઈએ."

ને સ્નાયુઓની ખીલવણી વિશેષ લાભકારી છે ભારવાહક કરતા પડિતને સ્નાયુઓનો વિકાસ ઓછો હિતકારી છે વિદ્વાનના કરતા એક લડાયક સીપાઇને મજબૂત સ્નાયુઓ ઘણા જરૂરના છે સર્વ દેશોમા અને મુખ્યત્વે આપણા આર્યાવર્તમા માનસિક શ્રમ કરતા શારીરિક શ્રમની ઘણી આવશ્યકતા છે, કારણ કે શારીરિક શ્રમ એ ગુજરાનનુ ચોક્કસ સાધન છે

દવા—બાળકના હિતની હદ બ્હાર ચિતા કરીને બાલ્યાવસ્થા-થીજ તેના શરીરમા અનેક પ્રકારની દવાઓ માતપિતા રેડયા કરે છે જયારે ઘણી જરૂર હોય ત્યારેજ દવા આપવી જેમ નાના પશુઓ સ્વાભાવિક રીતે મોટા થાય છે, અને તેમને દવાની જરૂર પડતી નથી, તેમ બાળકોને પણ દવાની ઘણીજ થોડી જરૂર પડે છે જયારે બાળક દવા પીવાની ના પાડે છે, ત્યારે જોર જુલમથી અથવા મુખમા વેલણુ ઘાલીને પણ દવા પીવરાવવામા આવે છે આ તદ્દન અઘટિત છે જો પિતા માતાએ પ્રેમથી બાળકને પોતાના તરફ આકર્ષ્યા હોય તો આવી રીતની જરૂર પડે નહિ, અને પિતાની સૂચના પ્રમાણે તરતજ બાલક શાતિથી દવા પી લે બાળકોની આંખો ઘણીવાર દુખવા આવે છે આખને ચોખ્ખા પાણીથી ધોવામા આવે અને હોસ્પીતાલમા મળી આવતી સામાન્ય દવાનો ઉપયોગ કરવામા આવે તો આખો થોડા વખતમા મટી જાય છે, પણ તેને બદલે કેટલાક ઉંટ વૈદ્યોની દવા લેવામા આવે છે જેના પરિણામે તે પ્રિય બાળકોની આખોને એવુ નુકસાન કેટલીક વાર પહોચે છે કે જે આખી જીદગી સુધી તેમને હેરાન કર્યા કરે છે પિતા માતાએ જાણવુ જોઇએ કે આખ એ રત્ન છે એ શરીરની ઉત્તમમા ઉત્તમ ઇન્દ્રિય છે, અને હલકા વૈદ્યો તેને બગાડી ન બેસે માટે તેની ખાસ કાળજી રાખવાની જરૂર છે

**બાળકોના સદ્ગુણો તેમજ દુર્ગુણો**—બાલકોના ક્યા ગુ-ણોને પોષણ આપવુ જોઇએ ? અને બાનકોના કયા દુર્ગુણોને પ્રાર-ભથીજ વૃદ્ધિ પામતા અટકાવવા જોઇએ ? આ પ્રશ્નોનો પ્રત્યુત્તર બહુ સરલ છે સામાન્ય રીતે લોકો જે ગુણોને પ્રશસ્ય ગણે છે તે સદ્ગુણો કહેવાય છે અને લોકો જેને સામાન્ય રીતે નિંદે છે તે દુર્ગુણો કહેવાય છે પિતા માતા, ભાઇઓ તથા બ્હેનો, અને કુટુ-બના બીજા મનુષ્યોની પ્રીતિ અને મારો અભિપ્રાય પ્રાપ્ત કરતા તેમને શીખવવુ જોઇએ બાળકમા સત્ય અને પ્રમાણિકપણાના સદ્ગુણો ખીલે તેવી ખાસ કાળજી રાખવી જોઇએ સારી રીતભાતને જેટલુ મહત્ત્વ આપવામા આવે તેટલુ ઓછુ ગણી શકાય

**નોકર વર્ગ**—નોકરો બાળકોને અપલક્ષણ ન શીખવે અથવા તો તેમનુ અનુકરણ કરનારા બાળકો ન થાય તે બાબત બહુજ સંભાળ-વાની છે ઉચ્ચ કુટુબના બાળકોને હલકા નોકરોથી બહુજ ભારે નુકશાન થયાનુ આ લેખકની જાણમા છે

**પગથિયે-પગથિયે**--ઉચે ચઢવામા જેમ બાળક એક પગ-થિયુ ચઢયા પછી બીજા પગથિયા પર પગ મૂકે છે, તેમ જ્ઞાનની બાબતમા પણ બાળકને ક્રમે ક્રમે ચઢાવવુ જોઇએ આ સિદ્ધાત સ્મરણમા રાખી બાળકના અભ્યાસને દોરવો ધારો કે તમે બાળકને ઘડો કેમ બનાવવો એનુ શિક્ષણ આપવા ઇચ્છો છો પ્રથમ તો તે બાળકને માટીનો ઢગલો બતાવો પછી તેમા પાણી નાખી તેને કેવી રીતે ટુપીને કેળવવામા આવે છે તે બતાવો પછી માટીનો લોદો કેવી રીતે ચાક પર મૂકવામા આવે છે, અને ચાક ફરતું હોય ત્યારે પોતાના હાથવતી તે લોદાને કેવી રીતે અમુક ઘાટ આપવામા આવે છે તે બતાવો પછી તે તૈયાર થયેલા ઘડાને કેવી રીતે ચાક

પરથી ઉતારી સુકવવામા આવે છે, અને સૂર્યના તાપમા સખ્ત બનાવવામા આવે છે તે બતાવો પછી તેને ભઠ્ઠીમા કેવી રીતે પકવવામા આવે છે તે બતાવો આ પ્રમાણે ભિન્ન ભિન્ન સ્થિતિ ક્રમસર બતાવવાથી બાળક ઘણીજ ત્વરાથી અને સહેલાઇથી વસ્તુઓનુ જ્ઞાન મેળવી શકે છે

કાપડ કેવી રીતે બને છે તે બાળકને બતાવવુ હોય તો આવોજ માર્ગ ગ્રહણ કરો પ્રથમ બાળકને રૂના છોડ પાસે લઇ જાઓ તે છોડ ઉપરથી કાલુ લ્યો અને તે કાલામાથી રૂ કાઢીને બાળકને બતાવો રૂમાથી કપાસ કેવી રીતે જુદા પાડવામા આવે છે તે બતાવો

આ ચોખ્ખા રૂમાથી સુતર કેવી રીતે કાતવામા આવે છે તે બતાવો પછી તે સુતરના વાણા કેમ નખાય છે, તાણા કેમ નખાય છે, અને વાણા તથા તાણાના સયોગથી કાપડ કેમ બને છે તેનો ખ્યાલ આપો આ બે દાખલાઓ આ વસ્તુ સમજવાને પુરતા છે ક્રમશ અભ્યાસ કરવાની રીત સર્વે સ્થિતિમા એક સરખી રીતે લાગુ પડે છે બાળકને પગથિયે પગથિયે ચઢાવો; અને બાળક બીજુ પગલુ લે તે પહેલા પ્રથમનુ પગલુ તેણે બરાબર ગ્રહણ કર્યું છે કે નહિ તેની ખાતરી કરો

**વાર્તા કથન**—બાળકો નાની વાર્તાના બહુ શોખીન હોય છે માટે માતપિતાએ પ્રસગે પ્રસગે બાળકોને એકઠા કરી નાની રમુજી વાર્તાઓ કહેવી જોઇએ આથી બાલકોને ગમત સાથે જ્ઞાન આપી શકાય બાળકને કહેવાની વાત બહુ નાની હોવી જોઇએ, અને તે સાદી ભાષામા કહેવી જોઇએ, બાળકોને ઉપયોગી વિષયો સબધી તે વાતો હોવી જોઇએ બાળકોને તે ગમત આપનારી હોવા ઉપરાંત તે સ્વાભાવિક અને સભવિત લાગે તેવી હોવી જોઇએ. જોડી

કાઢેલી નહિ પણ બનેલા બનાવની હોય, એમ બાળકોને લાગવુ જોઇએ

જેમ ચિત્ર ઉપરથી વસ્તુનુ જ્ઞાન આપણને થાય છે, તેમ વાર્તા ઉપરથી જીવનના પ્રસગોનુ જ્ઞાન બાળકોને થવુ જોઇએ બુદ્ધિશાળી અને પુત્રવત્સલ પિતાએ બાળકને જ્ઞાન સાથે બોધ આપનારી વાર્તાઓ એકઠી કરી જોઇએ, અને પ્રસગે પ્રસગે તેમાની એકાદ કહેવી જોઇએ હાલમા બોધક વાર્તાઓના અનેક પુસ્તકો બહાર પડતા જાય છે, તેવા પુસ્તકો વાચીને તે સગ્રહમા ઉમેરો કરવો જોઇએ જો વાર્તાઓ ન આવડતી હોય, તો પડોશમા બનેલા કોઈ પણ બોધક પ્રસગનુ વર્ણન કરવુ જોઇએ

દાખલા તરીકે ઘરેણાને સારૂ અમુક બાળક કે બાળકીનુ કેવી રીતે હરણ થયુ હતુ એક બાળક બેદરકારીથી ઝાડ ઉપર ચડયો–પડયો–અને પગ ભાગ્યો તેનુ વર્ણન કરો અથવા તો અમુક છોકરો ડુબતો હતો–તેવામા કીનારે ઉભેલા એક યુવકનુ ધ્યાન ખેચાયુ–તે પોતાના વસ્ત્રો સાથે એકદમ નદીમા કૂદી પડયો અને તે ડુબતા છોકરાને કીનારે લાવ્યો હાલમા વર્તમાનપત્રના યુગમા આવા અનેક દાખલાઓ જડી આવશે

**બાળકોની શિક્ષા**–બાળકને શારીરિક શિક્ષા કરવી તે બધી શિક્ષાઓમા ઘણીજ નુકશાનકારક અને અનિષ્ટ છે આવી શિક્ષાથી ઘણા બાળકો સર્વથા બગડી ગયાના ઘણા દાખલાઓ મોજુદ છે. જો બાપ કેળવાયેલો હશે, અને તેનામા જરા સરખી પણ ખરી દીલસાજી હશે તો તે કોઇ પણ પ્રકારની શારીરિક શિક્ષા કરશે નહિ પણ બાળકને સીધે માર્ગે લાવવાના તેને અનેક માર્ગ જડી આવશે શરીર કરતા મનદ્વારા અસર કરીને આડે રસ્તે જતા બાળકને સીધે માર્ગે સહેલાઇથી લાવી શકાય તેમ છે, તો પછી

શારીરિક શિક્ષાની નિર્દયતાનો શા સારૂ આશ્રય લેવો જોઇએ ?

ઇનામ આપવાનો હેતુ બાળકને સુખ આપવાનો હોય છે, તેજ પ્રમાણે શિક્ષાનો હેતુ બાળકને દુખ આપવાનો હોય છે કે તે દુખદ્વારા તે અમુક ખોટા કામો કરતો અટકે બાળકને નાની બાબતમા સુખ થાય છે, તેમ ઘણી નજીવી બાબતથી તેને દુખ પણ થાય છે બાળકને પ્રિય લાગતી અમુક વસ્તુઓ નહિ આપવામા શિક્ષાનો સમાવેશ થવો જોઇએ ખોટુ કામ કરનાર બાળકને અમુક વસ્તુ આપવી નહિ, આપતા હોઇએ તો થોડા દિવસ સુધી તે આપવાનું બધ કરવુ, અથવા તો સર્વથા તે ન આપવી અથવા તો આપેલી પાછી લેવી–આવા શિક્ષા કરવાના અનેક માર્ગ છે વિચારવત પિતા બાળકને સીધે માર્ગ લાવવાના અનેક ઉપાયો શોધી કાઢે તેમ છે ધારો કે એક બાળક કાઇ ખોટુ કામ કરે છે તેનો પિતા તેને આ પ્રમાણે કહે છે " તે આ રીતે અમુક નહિ કરવા યોગ્ય કામ કર્યુ તે માટે અમુક વસ્તુ જે મે તને આપવા ધારી હતી, તે તને આપીશ નહિ "

" હુ તને બગીચામા લઇ જઇશ નહિ

હુ તને સંગ્રહસ્થાન જોવા લઇ જઇશ નહિ

હું તને અમુક ઉત્સવમા ભાગ લેવા લઇ જઇશ નહિ

હુ બીજા બાળકોને મારી સાથે ગાડીમા ફરવા લઇ જઇશ, પણ તારે તો ઘેરજ રહેવુ પડશે

હું મીઠાઇ વહેચવાનો છુ, તેનો ભાગ તને મળશે નહિ

હુ બીજા બાળકોને રમકડા આપીશ, પણ તને તે નહિ આપુ

હું તને મેજીકલેન્ટર્ન દ્વારા સુદર દૃશ્યો બતાવીશ નહિ

મારી પાસે કેટલાક ચિત્રના પુસ્તકો છે, પણ હુ તને તે આપીશ નહિ.

હુ તારી સાથે બોલીશ નહિ

હું તને વાપરવા માટે પૈસા આપીશ નહિ

હુ તે ઓછા આપીશ.

હુ તારી પાસેથી મે પ્રથમ આપેલી વસ્તુઓ પાછી લઇશ ”

બુદ્ધિશાળી પિતાને આ ઉપરના કથન ઉપરથી વિચાર કરવાને ઘણુ મળી આવશે જો બાળક કોઈ વસ્તુનો દુરૂપયોગ કરે તો તે તેની પાસેથી લઈ લેવી જો ચાબકા વતી નોકરને મારે તો ચાબકો પડાવી લેવો, જો કોઇ છોકરા તરફ દડો જોરથી ફેકે તો તે દડો તેની પાસેથી લઇ લેવો જો તે કોઇને છત્રીથી મારે તો છત્રી તેની પાસથી પડાવી લેવી જો તદ્દન બેદરકારીથી કોઈ વસ્તુ ભાગે અથવા ખોઇ નાખે તો બાપે તેને તે અપાવવી નહિ, અને તે વસ્તુના અભાવથી તેને લાગે એમ કરવુ જોઇએ. કોઈ બીજા છોકરાનુ કાંઈ પડાવી લે તો તરતજ તેની પાસેથી લઇ તેના માલીકને પાછુ આપવુ બીજા છોકરાની વસ્તુ ભાગી નાખે અથવા ખુએ તો તેની પોતાની તેવી વસ્તુ વડે તેણે તે ભરી આપે એવી વ્યવસ્થા કરવી જોઇએ જો બાળક કાંઇ તોફાન કરે તો તેથી જે નુકશાન થાય, તે નુકસાન તે ભરી આપે દાખલા તરીકે પોતાના દીવાનખાનામા કાગળના કકડા વેરે તો તેની પાસે તે એકઠા કરાવવા, અને તેને ઘર બહાર નાખી આવવાની ફરજ પાડવી જો તે ભીંત પર કાંઇ લીંસોટા કાઢે તો તેના હાથે તે ભુસાવવા જોઇએ જો તે કોઇ બીજા બાળકનુ રમકડુ ભાગી નાખે, તો તેને વાપરવા આપેલા પૈસામાથી તેને ભરી આપવાની ફરજ પાડવી જોઇએ

તેઓ મોટી વયના થાય અને દુનિયામા તેમને જેવો ન્યાય મળે, તેવાજ પ્રકારનો ન્યાય તેમને તેમની નાની વયના પ્રમાણમા મળવો જોઇએ

બાળક કાંઈ પણ ખોટું કામ કરે ત્યારે તેને વાસ્તે દીલગીરી બતાવે અને ફરીથી તેવું કામ ન કરવાની પ્રતિજ્ઞા કરે, એવી ટેવ તેનને પડવી જોઇએ

ઠપકો, નાપસંદગી, સલાહ, શીખામણ આ બધામાંથી જેની જયારે જરૂર પડે, ત્યારે તેનો ઉપયોગ કરવો

બાળકને ઠપકો આપવામાં સખ્ત અને અસભ્ય શબ્દોનો કદી ઉપયોગ કરવો નહિ

જ્યાં દોષ કોનો છે, તે બાબતનો નિર્ણય થઇ શકતો ન હોય, ત્યાં મૌન ધારણ કરવું, પણ બાળકને મૂર્ખ, ગધેડો–એવાં ઉપનામ આપવાં નહિ અજાણતાં અથવા અચાનક બાળકને ઠોકર વાગે, તે કાંઇ ભાંગી નાખે, ખુરસી પાડી નાખે, અથવા ખડીઓ ઢોળી નાખે, પેન્સીલ તોડી નાખે, પત્થર પાટી ભાંગી નાખે, અથવા ચિત્ર બગાડી નાખે અથવા આવું બીજું કાંઇ પણ કામ બાળક અજાણતાં કે અકસ્માત કરી બેસે તો તેના પર ગુસ્સે થતા ના, અથવા તેને શિક્ષા કરતા ના.

બાળકો નિર્દોષ રીતે દોડતાં હોય, અથવા ઘાંટા પાડતા હોય, અથવા મોટેથી હસતાં હોય, અથવા તો પશુ કે પક્ષીના અવાજનું અનુકરણ કરતાં હોય, અથવા બીજાં પણ નિર્દોષ કામ કરતાં હોય તો તેમને રોકતા ના

માબાપની આજ્ઞા ન માનવા ખાતર બાળકને શિક્ષા કરવામાં આવે, પણ તે કાર્યનું પરિણામજ શિક્ષા રૂપ હોય તો તેમાં તમારી તરફની શિક્ષાથી ઉમેરો કરતા ના બાળકને અમુક ઠેકાણે ચડવાની ના કહેવામાં આવી હોય, છતાં ત્યાં ચડે અને ત્યાંથી પડે અને

તેનુ દીલ છોલાય તો તે છોલાયાનુ દુ ખ એ તેના અવિચારી કૃત્યનુ સ્વભાવિક પરિણામ છે, અને ભવિષ્યમા તેને તેમ કરતો અટકાવશે આવી બાબતમા તે બાળકને શિક્ષા કરવી એ તદ્દન અયોગ્ય એટલુજ નહીં પણ ઘાતકી છે બનાવટી શિક્ષા કરતા કુદરતી શિક્ષા એ અનુભવના પાઠ આપવાને ઘણીજ બોધક નીવડે છે

**ઈનામો અને શિક્ષાઓ**—મોટી વયના મનુષ્યોને સારી ચાલ વાસ્તે જેમ ઇનામો અને શિક્ષાની જરૂર પડે છે, તેવીજ જરૂર બાળકો માટે પણ પડે છે ઇનામથી સદાચારને પોષણ મળવુ જોઇએ, અને શિક્ષાથી દુરાચારને અટકાવવો જોઇએ મોટી વયના પુરૂષો તથા બાળકો વાસ્તે આ સબધમા નિયમો તો એક સરખા છે ફેર એટલો કે મનુષ્યો કરતા બાળકોના ઇનામો તથા શિક્ષા નાના પ્રકારના હોય છે બાળકને ઇનામનો લાલચુ બનાવવો નહિ, તેમજ વારવાર શિક્ષા કરી તેને નઠોર બનાવવો નહિ સદાચારને પોષણ મળે અને દુરાચારનો ત્યાગ થાય, તે પ્રમાણના ઇનામ તથા શિક્ષા જોઇએ, પણ ઇનામ તથા શિક્ષા બને તેમ ઓછા હોય એમાજ બાળકનુ હિત રહેલુ છે ઇનામ આપવામા પિતાએ રાજાની માફક નિષ્પક્ષપાત થવુ જોઇએ, અને શિક્ષા કરવામા દૃઢ અને નિષ્પક્ષપાત ન્યાયાધીશ જેવા થવુ જોઇએ બાળકના વર્તનના પ્રમાણમા ઇનામ તથા સજા થવી જોઇએ, પણ બાળક ઉપરની પ્રીતિ કે અપ્રીતિથી તેનો નિર્ણય થવો જોઇએ નહિ બાળકની માતાના કહેવાથી વધારે ઇનામ આપવુ નહિ, તેમજ તેના કહેવાથી સજા ઓછી કરવી નહિ જો બાળક પશ્ચાત્તાપ કરે, અને ભવિષ્યમા સારૂ વર્તન રાખવાની ખાત્રી આપે તો શિક્ષા ઓછી કરવી અથવા સર્વથા માફ કરવી શિક્ષા કરવામા પિતાએ કદાપિ ગુસ્સે થવુ નહિ વાર-

વાર ઇનામ આપવાથી બાળક બગડી જાય છે, અને વારવાર શિક્ષા કરવાથી બાળક નઠોર બને છે શાને વાસ્તે ઇનામ આપવામા આવ્યુ છે, અથવા શિક્ષા કરવામા આવી છે, તે બાળકને બરાબર જણાવવુ જોઇએ આ ઉપરથી બાળક સદાચાર અને દુરાચાર એ શુ છે, તે સમજી શકશે, અને દરેકનુ શુ પરિણામ આવશે, તે પણ જાણશે કોઈ ચીજ આપવાનુ ઉતાવળથી વચન આપી, તે ન અપાવવી તે ખોટુ છે, તેમજ શિક્ષા કરવાની ધમકી આપી તે ન કરવી, તે પણ ખોટુ છે.

બાળકોને લાગવુ જોઇએ કે શિક્ષા કે ઇનામ મોટાઓના તરગો ઉપર આધાર રાખતા નથી, પણ અમુક નિયમો પ્રમાણે થાય છે સદાચારથી ઇનામ મળશે, અથવા દુરાચારથી શિક્ષા થશે, માટે સદાચાર પાળવો, અથવા દુરાચારનો ત્યાગ કરવો, એમ નહિ, પણ બાળક સદાચારને ખાતર સદાચાર પર પ્રીતિ રાખે, તથા દુરાચારને ખાતર દુરાચારનો ત્યાગ કરે, તેવી તેને ટેવ પાડવી જોઇએ આ ઇનામ તથા શિક્ષા કરવાનુ કામ માતા કરતા પિતા વધારે સારી રીતે કરી શકે, કારણ કે તે માતા કરતા વધારે વિવેકી, બુદ્ધિશાળી અને દૃઢ હોય છે.

**ઇનામની વસ્તુઓ**—જે વસ્તુઓથી બાળકને આનદ થાય તે સઘળી વસ્તુઓ ઇનામ તરીકે ગણાવી શકાય દાખલા તરીકે રમકડા, બોલ, ચપ્પુ, દર્પણ, કાતર, ભમરડો, લોહચુબક, ખુરશી, પાજરા સાથેનો પોપટ, ખડીઓ, વટ, નવી ટોપી, અમુક ફળો, ફોટો, કાસકો, પતગ, વીંટી, તાળા-કુચીવાળી નાની પેટી, નાનુ વાજીત્ર, વગેરે "શાબાશ 'એ શબ્દ પણ વણીવાર બહુજ અસરકારક નીવડે છે ગજવા ખર્ચ માટે મહિને નાની સરખી રકમ

આપવામા આવે તા તેથી પણ બાળક ઘણોજ ખુશી થાય છે

**ગજવા ખર્ચ માટેની રકમનો ઉપયોગ**—દરેક મહિને બાળકને ગજવા ખર્ચ માટે કાંઈક રકમ આપવી જોઇએ તેણે તે હક તરીકે નહિ, પણ ગયા મહિનાની સારી વર્તણુક માટે તે રકમ મળવી જોઇએ મોટી વયે જેમ પગાર મળે છે, તેવી રીતે આ મળવી જોઇએ જેવી રીતે શેઠ નોકરને આપે છે, તેવી રીતે યોગ્ય વખતે બાળકને તે રકમ મળવી જોઇએ, કે જેથી તે બાળક ભવિષ્યમા કોઇ સ્થળે નોકરી રહે તો કયારે અને શુ મળશે, તેનો તોલ બાધી શકે

તેને મહિનો પુરો થયા પૂર્વે કાંઇ પણ મળવુ ન જોઇએ, તેથી તે બાળકને રકમ મહિના સુધી ચલાવતા શીખશે વળી તે પઇ, પૈસો, ઢબુ, આની, બેઆની પાવલી, અર્ધો, રૂપીઓ વગેરે સીક્કાથી માહીતગાર થશે તેને નાની બાબતોના હિસાબ ગણતા આવડશે. બાળકને પોતાની મેળે નાની નાની વસ્તુઓ ખરીદવા દેવી કે જેથી પૈસામા વસ્તુઓ ખરીદવાની શક્તિ રહેલી છે, તેનો તેને ખ્યાલ આવશે બાળકમા મુડીનો ભાવ ખીલશે, અને તે પોતાની પૈસાની સભાળ રાખતા શીખશે વળી તે કરકસરથી ખર્ચતા શીખશે કે જેથી તે બચાવી શકે, અને સગ્રહ કરી શકે પૈસાદાર થવુ અથવા ગરીબ થવુ એ શુ, તે તે સમજશે બાળપણમા આવુ શિક્ષણ નહિ મળેલુ હોવાથી ઘણા મનુષ્યો મૂર્ખ, ઉડાઉ, ગરીબ અને દુખી થયા છે બાળકને પૈસાનો યોગ્ય ઉપયોગ કરતા શીખવવુ, તે પણ એક અગત્યનુ શિક્ષણ છે વળી તે ગજવા ખર્ચ માટે રકમ આપનાર પિતાને બાળક પરોપકારી તરીકે ગણે છે, અને બાળકના હૃદયમા તેના પ્રત્યે માન પેદા થાય છે, અને તેથી તેની સલાહને વધારે

કિંમતી ગણે છે. જો કોઇ બાળક તેના ભાઇ કે બ્હેન કે મિત્ર પાસેથી કાઇ રકમ ઉછીની લે તો, વખતસર તેણે તે આપી દેવી જોઇએ, એમ તેને શીખવવુ જે બાળક પૈસાની સંભાળ ન રાખી શકતું હોય તે પોતાના પિતાને તે રાખવા માટે આપે છે. બાળક થાપણ મૂકનાર ગણાય છે, અને બાપ તેનો સરાફ બને છે જો પિતા બાળક જ્યારે પૈસા રાખવા માટે આપે ત્યારે લે, માગે ત્યારે પાછા આપે, તેનો હિસાબ બરાબર એક નોટમા લખી રાખે, અને બાળક માગે ત્યારે હિસાબ બતાવે તો સેવિંગ્સ બેન્ક શુ છે, તેનો બાળકને ખ્યાલ આવી શકે જો બાળક વસ્તુઓ જાતે ખરીદે તો આકડા, તોલ અને માપ સમજી શકે જુદા જુદા વેચનારાઓની કિંમત સરખાવી જે વેચનાર સારો માલ સસ્તે ભાવે આપે, તેને ત્યાથી ખરીદવા બાળકને સમજાવે. વખત જતા ઘર સબધી વસ્તુઓ ખરીદવામા બાળક પિતાને મદદગાર થઇ શકે

**નૈતિક સદ્ગુણો.**—સમાજમા અથવા દુનિયાના વ્યવહારમા એક બીજાથી જે વડે હળીમળીને ચલાય તેવા સદ્ગુણો બાળકમા ખીલે તે પર બાળકોને કેળવનારે ખાસ લક્ષ આપવુ જોઇએ તેમજ તેના વિરોધી દુર્ગુણોના બીજને પોષણ ન મળે તેવી કાળજી રાખવી જોઇએ

સદ્ગુણોમા મુખ્ય નીચે પ્રમાણે—નમ્રતા, સભ્યતા, સંતોષ, ઉદ્યોગ, ન્યાય, ઉદારતા, વડીલોની આજ્ઞાનુ સંમાન, કરકસર, પ્રત્યુપકાર, પ્રમાણિકપણુ, સત્ય અને સત્યનિષ્ઠા દુર્ગુણોમા મુખ્ય નીચે પ્રમાણે ગણી શકાય—અભિમાન, ઉદ્ધતાઈ, અસતોષ, આલસ્ય, પક્ષપાત, વડીલોનુ અપમાન, ઉડાઉપણુ, કૃતઘ્નતા, અસત્યવાદિત્વ, અપ્રમાણિકતા વગેરે આ સદ્ગુણો તેમજ દુર્ગુણોના અનેક દૃષ્ટાંતો આપી તેની વૃત્તિ સદ્ગુણો તરફ દોરી શકાય

ધર્મ —વધારે નહિ તો આ નીચેના મુખ્ય સિદ્ધાંતો તેમના મન પર ઠસાવવાની જરૂર છે

પ્રભુ આ વિશ્વનો રચનાર અને નિયતા છે તે આપણી અંદર અને આપણી બહાર સર્વત્ર વિરાજી રહેલો છે. તે અનંત જ્ઞાન, અનંત શક્તિ અને અનંત પ્રેમ સ્વરૂપી છે આપણે બધા તેના અંશ છીએ, અને તેથી અમર છીએ જે તેનામા પ્રકટ છે તે આપણામા ગુપ્ત છે, તે પ્રકટ કરવુ એ આ જીવનયાત્રાનો હેતુ છે પ્રભુ આનંદ સ્વરૂપી છે તે સર્વને આનંદ આપવા ઇચ્છે છે, માટે બીજાને આનંદ આપવો તે પુણ્ય છે, બીજાને દુ ખી કરવુ તે પાપ છે આપણી તરફ બીજા જેવી રીતે વર્તે એમ આપણે ઇચ્છતા હોઇએ તેવી રીતે આપણે બીજા તરફ વર્તવુ જેવુ કરીશુ તેવુ પામીશુ આપણી હાલની સ્થિતિ આપણા ભૂતકાળના વિચારો, વાસનાઓ અને કાર્યો પર આધાર રાખે છે, પણ ભવિષ્ય આપણા હાથમા છે કારણ કે તે આપણા હાલના કાર્યો, વાસનાઓ અને વિચારો પર આધાર રાખે છે માટે સારા થાઓ અને સારૂ કરો

**આત્મશાસન યાને સ્વરાજ્ય.**—બાળકને પોતાના પર રાજ્ય કરતા શીખવવુ તે ઘણુ અગત્યનુ છે. પિતા અથવા માતાપિતાની ગેરહાજરીમા પોતાનુ નભાવી લેતા તેમને આવડે તેવા પ્રકારની કેળવણીની બાળપણથી ઘણી જરૂર છે જ્યારે ઘણા બાળકો અમુક રમત રમતા હોય, ત્યારે તેમને ન્યાય આપવાને એક ઉપરી બાળકોમાથી નીમવો જોઇએ, અને તેની આજ્ઞા સર્વેએ માન્ય કરવી જોઇએ જ્યારે બાળકો તકરાર કરે ત્યારે માહોમાહે તેમની તકરારનો અંત લાવવાને તેમને શીખવવુ જોઇએ વળી કેટલીક બાબતોમા બાંધછોડની રીતિએ તકરારનો નીકાલ કેમ આણવો તે પણ તેમને

બતાવવુ જોઇએ વળી ઘણા બાળકોના મત પ્રમાણે તેમની ક્રીડાનુ રાજ્ય ચાલવુ જોઇએ.

**નિર્ણય શક્તિ.**—જેમ નૌકાને સુકાનની જરૂર છે, તેટલીજ જરૂર મનુષ્યને નિર્ણયશક્તિની છે નિર્ણયશક્તિ એ મનની ચક્ષુ છે ઉત્તરાવસ્થામા બાળક પોતાના પગ પર ટટાર ઉભો રહી શકે તે માટે તેની નિર્ણયશક્તિ ખીલવવાના હરેક પ્રસગનો તેને લાભ આપવો જોઇએ કારણ કે કેળવણી અથવા શિક્ષણનો અગત્યનો મુદ્દો સ્વતત્ર વિચાર કરવાની શક્તિ છે.

**અતિશયોક્તિ અથવા અસત્ય કથન**—બાળકોને ઘણીવાર વાત વધારીને કહેવાની અથવા તો હોય તેના કરતા જૂદા સ્વરૂપમા દર્શાવવાની અજાણતા ટેવ પડી જાય છે, અને જો તે ટેવ રોકવામા ન આવે તો મોટપણે તે બાળક અસત્યવાદી બને છે, અને તેના કથન પર કોઇ વિશ્વાસ રાખતુ નથી, માટે તે ટેવના બીજ બાળકમા જણાતા, તેને રોકવાને પ્રારભથી પ્રયત્ન કરવાની જરૂર છે

**બાળ ગુન્હાઓ.**—પિતાએ ફોજદારી કાયદાની કલમો બાળકને શીખવવાની જરૂર નથી પણ મોટી ઉમરના મનુષ્યોમા જે કામ ફોજદારી ગુનાઓ તરીકે ગણવામા આવે તેવા કામ નાના પાયાપર પણ જો બાળક કરી બેસે તો તેને ચેતવવાની જરૂર છે આથી બાળક અમુક કામો દોષપાત્ર છે એમ સમજતા શીખશે, અને તેવા કામોથી દૂર રહેશે દાખલા તરીકે નીચેના ગુનાઓ તરફ તેમનુ ધ્યાન ખેચી શકાય, ચોરી કરવી, ચોરીનો માલ રાખવો અથવા સગ્રહવો, છેતરવુ, બીજાપર હલ્લો કરવો, બીજાને ઇજા કરવી, ગાળો દેવી, ખોટા આરોપ મૂકવો, ખોટી સાક્ષી પૂરવી, ખોટી ખબર

આપવી, બીજા બાળકે સોપેલી વસ્તુ ઉચાપત કરી જવી, ગુનેગારને આશ્રય આપવો ઇત્યાદિ.

**સત્તાને માન**—જેવી રીતે પિતા છોકરાઓની સભાળ લે છે તેવી રીતે શાણી સરકાર પ્રજાની સભાળ લે છે, માટે સરકારના કાયદાને માન આપવુ.

**શાળામાં જવુ**—બાળકને નીશાળે મૂકવાને ઉતાવળ કરવાની જરૂર નથી બાળક સાત અથવા આઠ વર્ષનો થાય ત્યારેજ તેને નિશાળે મૂકવો, ત્યા સુધી વત્સલ માતા પિતાના હાથ નીચે અનેક ઉપયોગી બાબતો બાળક સ્વાભાવિક રીતે અને ખુશમીજાજથી શીખી શકે

ઘણી વાર બાળકો નિશાળે જવાની ના પાડે છે, તેઓ રડે છે, અને ઘણીજ નાખુશીથી જવાની તેમને ફરજ પડે છે. બાળકની અરુચિનુ કારણ ઘણીવાર નીચે પ્રમાણે હોય છે ઓછી આવડતવાળા અને ઓછા પગારના શિક્ષકોને બાળવર્ગ સોપવામા આવે છે ન્હાના કુમળી વયના બાળકોને પ્રેમથી કેમ કેળવવા, તેમને રુચે અને રસ પડે તેવી રીતે અભ્યાસ કેમ કરાવવો તેના અજ્ઞાન શિક્ષકો ભણાવવાની ખામી સોટીથી પુરી પાડે છે આથી બાળકો ઘણી વાર શાળાના નામથી ડર ખાય છે

**શુ શીખવવુ?**—પ્રથમ માતૃભાષા દ્વારા જ્ઞાન આપવુ. વાચન લેખન અને ગણિત આ યથાર્થ રીતે માતૃભાષા દ્વારા શીખી લે, ત્યાર પછી જ અગ્રેજી ભાષાનુ જ્ઞાન શરૂ કરવુ તેમા પણ જે વિષયો માતૃભાષા દ્વારા શીખવી શકાય તેવા હોય, તે તો તે દ્વારા શીખવવા, કારણ કે તે ત્વરાથી શીખાય છે અને તેની છાપ પણ ચોક્કસ રીતે પડે છે

**યાદ રાખવુ**—હાલમા ગોખવાની ક્રિયાને સર્વથા વખોડી કાઢવામા આવે છે પણ તેનુ પરિણામ એ આવ્યુ છે કે આક વગર એક નાનો સરખો ગણિતનો હિસાબ વિદ્યાર્થીઓ મોઢે કરી શકતા નથી. સમજ્યા વગરનુ હદ બ્હાર ગોખવુ એ અનિષ્ટ ગણાય, પણ સમજીને ઉપયોગી બાબતો મોઢે કરવાની રીત છેક કહાડી નાખવા જેવી નથી કારણ કે જીવનવ્યવહારમા સ્મરણશક્તિ કાઇ ઓછો ભાગ ભજવતી નથી.

**ભણાવવાનો ઉદ્દેશ**—જ્યારે બાળકને નિશાળે મૂકવામા આવે, ત્યારે તેના પિતા અથવા વાલીએ નીચેની બાબત પર ખાસ ધ્યાન રાખવુ

(૧) બાળકની તદુરસ્તી (૨) અભ્યાસ (૩) ચારિત્ર. ભણાવવાની હોશમા જે પિતા બાળકની તદુરસ્તી તરફ લક્ષ આપતો નથી, તે એક મોટો અપરાધ કરે છે કેટલાક માતાપિતાઓ બાળકને સ્વાદિષ્ટ ખોરાક આપવાને પૈસા ખર્ચે છે, પણ બાળકના મગજને તર કરે તેવી ચીજો દુધ, બદામ, પીસ્તા, વગેરેમા પૈસા ખર્ચ કરતા અચકાય છે આનું કારણ અજ્ઞાન છે વળી અજ્ઞાનથી બાળકને નાની વયમા–વિદ્યાર્થી અવસ્થામા–પરણાવી દે છે

(૨) જે માતપિતા અભણ છે તે તો પુત્રના અભ્યાસ સબંધમા વિશેષ કાળજી ન લઇ શકે એ તો ક્ષતવ્ય ગણી શકાય, પણ ઘણા ખરા ભણેલા પિતાઓ પણ પોતાના પુત્રના અભ્યાસ સબંધમા બીલકુલ લક્ષ આપતા જણાતા નથી ઘણુ થાય તો એકાદ ટયુટર ( ખાનગી શિક્ષક ) રાખી આપે છે કેળવાયેલો પિતા આ બાબતમા ઘણું કરી શકે તેમ છે પણ તેમા ખરી દિલસોજીની જરૂર છે. છોકરાને સારૂ પાછળ મોટી રકમ મૂકીને જવા કરતા છોકરાને

વિદ્યારૂપી વિશેષ ધન આપવામા આવે તો તે ખરેખર ઇષ્ટ અને આદરણીય ગણાય.

વળી નિશાળના સામાન્ય જ્ઞાન ઉપરાત બાળકની ક્યા ધધા વાસ્તે વધારે અભિરુચિ છે, અથવા બાળક કઈ પ્રવૃત્તિને માટે યોગ્ય શક્તિ ધરાવે છે, એ નક્કી કરી તેવી બાબતની તાલીમ જો આપવામા આવે, તો ઘણા ભણેલા પણ અમુક આદર્શ વિનાના મનુષ્યોને નોકરી વગર રખડવુ પડે છે, તેવી તેની સ્થિતિ થાય નહિ

India wants more ordinary men capable of earning livelihood, than learned men incapable of doing so She more needs producers than consumers She more needs working men than thinking men.

પોતાનુ ગુજરાન પણ મેળવી ન શકે તેવા વિદ્વાનો કરતા પોતાનુ ગુજરાન મેળવી શકે તેવા સામાન્ય મનુષ્યોની હિદુસ્થાનને ઘણી જરૂરછે વસ્તુઓનો ઉપભોગ કરનારા કરતા તેને બનાવનારની વધારે જરૂર છે. વિચારકો કરતા કાર્યવાહકોની હિદને ઘણી જરૂર છે

**લગ્ન**--પુત્ર પુખ્ત ઉંમરનો થાય નહિ ત્યા સુધી પરણાવવો નહિ, અને પુત્રીને સોળ વર્ષ પુરા થઇ સત્તરમુ ન બેસ ત્યા સુધી પરણાવવી નહિ તે પહેલા લગ્ન કરવા એ કુદરતના નિયમોની વિરુદ્ધ છે અને કુદરત વિરુદ્ધ કરેલા પાપની સજા થયા વિના રહેતીજ નથી

**ઉપસહાર** —આ વિષય પૂરો કરતા પૂર્વ બાળકો તરફના આપણા વર્તનમા કેવી વૃત્તિ રાખવી જોઇએ, એ પ્રશ્નનો વિચાર ઘણો અગત્યનો છે જો નીચે જણાવેલી ભાવના આપણા હૃદયમા

હશે તો મારી ખાત્રી છે કે આપણુ બાળકો ભણીતુ વર્તન તદ્દન બદલાઇ જશે, અને એ ભાવના જે સમયે વ્યવહારમા મૂકાશે તે સમયે દેવો પણ પૃથ્વી પર જન્મવા આકર્ષાશે તે ભાવના એક સમર્થ ગુપ્તજ્ઞાનીના શબ્દોમા નીચે પ્રમાણે છે —

તમારે તમારા બાળકો તરફ કેવી વૃત્તિ રાખવી જોઇએ ?

તમારે નિરંતર સ્મરણમા રાખવુ ઘટે છે કે તે બાળકો પણ આત્માઓ છે– પરમાત્માના અશો છે તમને તે બાળકો–જીવાત્માઓ એ માટે સોપવામા નથી આવ્યા કે તમે તેમના પર સત્તા ચલાવો, તેમના પ્રત્યે નિર્દય રીતે વર્તો, અને તમારા સ્વાર્થ કે લાભ ખાતર વાપરો, પણ તમે તેમના પર પ્રીતિ રાખો, અને તેઓને તેઓમા રહેલી દિવ્યતા પ્રકટ કરવામા પણ તમે મદદ કરો, તે માટે તમને તે સોપવામા આવ્યા છે માટે આ બાળકોપર તમારે કેટલો પ્રેમ રાખવો જોઇએ ! તમારા હૃદયમાથી કેટલો બધો પ્રેમપ્રવાહ તેમના તરફ સ્વાભાવિક રીતે વ્હેવો જોઇએ ! તમારે તેમના તરફ કેટલી બધી દિલસોજી બતાવવી જોઇએ અને કેટલી ધીરજથી કામ લેવુ જોઇએ !

આવી રીતે તેમની સેવા કરવાનો પ્રસગ પ્રાપ્ત થયો, તે માટે તમારે તમારી જાતને કેટલી બધી ભાગ્યશાળી ગણવી જોઇએ ! આ સાથે એ પણ સર્વથા યાદ રાખવુ ઘટે છે કે તમે વૃદ્ધ નથી અને તેઓ નાના નથી, પણ આત્માની અપેક્ષાએ તમે બધા આશરે સમાન વયના છો માટે તમારી તેમની તરફની વર્તણુક સ્વાર્થી અને નિર્દય હૂકમ ચલાવનાર જેવી નહિ, પણ **મદદગાર મિત્ર** જેવી હોવી જોઇએ તમારો મિત્ર નવો કોટ પહેરીને આવે છે, ત્યારે તમે તેના તરફ જુદી રીતે વર્તતા નથી, આજ રીતે જ્યારે કોઈ બાળક તમારા સબંધમા આવે છે, ત્યારે તે તમારો જુનો મિત્ર નવા પોશા-

કમા આવ્યો છે, એમ સમજીને તમારે સપૂર્ણ પ્રેમ અને દિલસો-જીથી તેનામા રહેલા શુભ બીજ પ્રકટ કરવામા તેને મદદ આપવી જોઇએ ' '

મહાકવિ સર રવિન્દ્રનાથ ટાગોર કહે છે કે —

Bless this little heart, this white soul,
  that has won the kiss of heaven for our earth,
He loves the light of the sun,
  he loves the sight of his mother's face
He has not learned to despise the dust and
  hanker after gold.

Clasp him to your heart and bless him
He has come into this land of an hundred
  cross roads

I know not how he chose you from the crowd,
  came to your door and grasped your hand to
  ask his way

He will follow you, laughing and talking,
  and not a doubt in his heart

Keep his trust, teach him straight and bless him.



હે માતપિતાઓ ! સ્વર્ગનો આશીર્વાદ લઇ પૃથ્વી પર આવેલા બાળ હૃદયને-શ્વેત આત્માને આશિષ્ આપો તે બાળક સૂર્યના પ્રકાશને ચાહે છે તે માતૃ વદનના દર્શનને ચાહે છે તમારા હૃદય સાથે તેને ચાંપો અને આશિષ્ આપો તે આ પૃથ્વીપર આવ્યો છે કે જ્યા સકડો માર્ગો આડાઅવળા આવેના છે હું જાણતો નથી કે લોકોના ટોળામાથી તેણે તમને કેમ પસંદ કર્યા તમારે દ્વારે તે કેમ આવ્યો, અને તમે તેને દોરો તે વાસ્તે તમારો હાથ તેણે કેમ પકડ્યો તે હસતો અને વાતો કરતો તમને અનુસરશે. તેના મનમા જરાપણ શકા રહેશે નહિ તેના વિશ્વાસને ટકાવી રાખો તેને સીધું જ્ઞાન આપો, અને સાથે આશિષ આપો

રવીન્દ્રનાથ ટાગોર